॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર જાગૃત ઉજાગર

# સનાતન ધર્મ પત્રિકા

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ નખત્રાણા-કચ્છ

Email : office@sanatandharmpatrika.com | Web : www.sanatandharmpatrika.com

● સં. ૨૦૭૭ ● કારતક વદ-૮ ● તા. ૦૮-૧૨-૨૦૨૦ ● મંગળવાર SDP NO: 234 MOB. : +91 78018 77774, +91 77189 77774. anksanatandharmpatrika@gmail.com

## વિશ્વ ના બેસ્ટ શિક્ષક એવોર્ડ




મહારાષ્ટ્રની સરકારી શાળામાં પ્રાથમિક શિક્ષક તરીકે ફરજ બજાવતા રણજીતસિંહ ડિસલેએ વિશ્વના શ્રેષ્ઠ શિક્ષક તરીકેનો 'ગ્લોબલ ટીચર એવોર્ડ' મેળવીને ૭ કરોડ ૪૦ લાખ રૂપિયા (૧૦ લાખ અમેરિકન ડોલર)ની માતબર રકમ જીતી છે. વિશ્વના ૧૪૦ દેશોના ૧૨૦૦૦ શિક્ષકોમાંથી છેલ્લે ૧૦ શિક્ષકોની યાદી તૈયાર કરી હતી જેમાંથી વિજેતા તરીકે રણજીતસિંહને પસંદ કરવામાં આવ્યા.

૩૧ વર્ષના યુવા શિક્ષક રણજિતસિંહે પોતાને મળેલા ઇનામમાંથી અડધી રકમ ૩ કરોડ ૭૦ લાખથી વધુ રકમ આ એવોર્ડથી વંચિત રહી ગયેલા અન્ય શિક્ષકોને આપવાનો નિર્ણય કરીને વિશ્વને ભારતીય સંસ્કૃતિનો પરિચય કરાવ્યો છે. ટોપ ૧૦માં સ્થાન પામેલા અને પોતાની સાથે સ્પર્ધામાં રહેલા અન્ય ૯ શિક્ષકોને રણજીતસિંહ પોતાના ઈનામની અડધી રકમ આપી દેશે.

એવોર્ડ મેળવવા મહારાષ્ટ્રની સરકારી શાળામાં પ્રાથમિક શિક્ષક તરીકે ફરજ બજાવતા રણજીતસિંહ ડિસલેએ વિશ્વના શ્રેષ્ઠ શિક્ષક તરીકેનો 'ગ્લોબલ ટીચર એવોર્ડ' મેળવીને ૭ કરોડ ૪૦ લાખ રૂપિયા (૧૦ લાખ અમેરિકન ડોલર)ની માતબર રકમ જીતી છે. વિશ્વના ૧૪૦ દેશોના ૧૨૦૦૦ શિક્ષકોમાંથી છેલ્લે ૧૦ શિક્ષકોની યાદી તૈયાર કરી હતી જેમાંથી વિજેતા તરીકે રણજીતસિંહને પસંદ કરવામાં આવ્યા.

એવોર્ડ મેળવવા બદલ રણજીતસિંહને અભિનંદન પણ ઈનામની અડધી રકમ પ્રતિસ્પર્ધીઓ વચ્ચે વહેંચવા બદલ સરસ્વતીના આ ઉપાસકને સો સો સલામ.

## આપણી આજકાલ આસપાસ

★ગુજરાતમાં ભારત બંધ ને લઈને ગુજરાતના પોલીસ વડાની પ્રેસ કોન્ફરન્સ

★ભારત બંધને લહીને કાલે એક દિવસ માટે સમગ્ર રાજ્યમાં કલમ ૧૪૪ લાગુ કરવામાં આવી

★રાજ્યના ૪ મહાનગરોમાં રાત્રી કર્ફ્યુ યથાવત રહેશે :DGP આશિષ ભાટિયા

★ નવો નિર્ણય ન થાય ત્યાં સુધી કર્ફ્યુ રહેશે ચાલુ

★ તમામ જીલ્લાના પોલીસ વડાને કડક પોલીસ બંદોબસ્તની સુચના

★ બળજબરીપુર્વક બંધ કરાવશે કે જેથી વધુ લોકો ભેગા થવા પર થશે કાર્યવાહી

★ કોઈ વ્યક્તિ ઉપદ્રવના વીડિયો કે ફોટો બનાવી સોશિયલ મીડિયા પર મુકશેતો થશે કાર્ય વાહી

## દિલ્હીના ૯૨ વર્ષના વડીલ જીત્યા કોરોના સામેનો જંગ.



સંયોજક :- કિશોર ચોપડા, દિલ્હી.

સરકારશ્રીના સ્વાસ્થ્ય મંત્રાલયના અનુસાર કોરોના વાઇરસથી ચેપગ્રસ્ત સાથે દેશભરમાં મરનાર લોકોની સંખ્યા લાખોને પાર થઈ ગઈ છે.

આપણા ક. ક. પા. સમાજમાં પણ કોવિડ ૧૯ ના કારણે નાગપુર, રાયપુર દિલ્હી, અમદાવાદ વગેરેમાં પણ ખુબ જ મોટી સંખ્યામાં કેસ નોધાયા છે.

કોરોના સંક્રમણથી યુવા વર્ગની વાત અલગ છે પરંતુ વડીલો અંદરથી તૂટી અને ડરી જાય છે. પરંતુ જે લોકો કોરોનાનોજંગ જીતી ચૂક્યા છે તેમને જ ખબર છે કોરોના કેવો છે.

આવા જંગમાં દિલ્હી સમાજના વડીલ શ્રી દેવજી બાપા છાભૈયા (કચ્છમાં લક્ષ્મીપર નેત્રા) ૯૨ વર્ષની ઉમરે કોરોનાની ચપેટમાં આવી ગયા હતા એક મહિનાથી વધારે સમયથી હોસ્પિટલમાં સારવાર લઈ રહ્યા હતા તેયારે તેમનું ઓક્સિજન લેવલ ખૂબ જ નીચે આવી રહ્યું હતું અને ચિંતાનો વિષય બની રહ્યો હતો સાથે બાપાને પ્લાઝમાની પણ જરૂરત પણ હતી જેની પૂર્તિ દિલ્હી સમાજના યુવા દિલીપભાઈ દેવશી માંકાણી જેઓ થોડા સમય અગાઉ કોરોના પોઝિટિવ થાય હતા તેમણે પ્લાઝમા બાપાને ડોનેટ કરી જીવન રક્ષક બન્યા હતા.

બાપા જયારે ઘરે તારીખ ૬/૧૨/૨૦ ના સાંજે પાછા આવ્યા ત્યારે પરિવાર વતી તેમનું ખૂબ જ ભવ્ય સ્વાગત સન્માન આરતી કરવા સાથે બાપા માટે દિર્ઘાયુની પ્રાર્થના કરવામાં આવી હતી.

## કચ્છ ભારતીય કિસાન સંઘ

### આજનાં ભારત બંધને સમર્થન કરતું નથી

કચ્છ ભારતીય કિસાન સંઘ ૮ ડિસેમ્બર નાં ભારત બંધથી અલગ રહેવાનો નિર્ણય કરેલ છે અને જીલ્લા નાં કાર્યકરોને આહવાન કરવામાં આવે છે કે પ્રજાને સાવધાન કરે. પોતે સજાગ રહે જેથી કોઈ અનુચિત ઘટના ના બને.

॥ જય બલરામ ॥

કચ્છ ભારતીય કિસાન સંઘ




પંચ નામું

### એશિયાનું સૌથી મોટું માર્કેટ યાર્ડ ઊંઝા APMC ભારત બંધમાં નહી જોડાય

/PunchnamuNews www.punchnamu.com +91 70966 15346

## -: ચિંતનકણિકા :-

આપણી મહાન સંસ્કૃતિનાંજીવનમૂલ્યોથી આપણા જીવનનું પોષણ કરવું જોઈએ, જેનો પ્રારંભ બાળપણથી જ થવો જોઈએ.

જીવનમૂલ્યો શિખવાડી શકાતાં નથી, કેવળ જીવી શકાય છે અને આવાં મૂલ્યોથી પરિપોષિત એવું માતાપિતાનું જીવન જ્યારે બાળક જુએ ત્યારે એનામાં આવાં મૂલ્યો સ્વાભાવિક ગુણ સ્વરૂપે પ્રગટે છે. માતાપિતાનાં વાણી અને વર્તન દ્વારા એ સહજ રૂપે પ્રગટ થવાં જોઈએ.

મહાપુરુષોના જીવનના પ્રેરક પ્રસંગો બાળકને કહેવાથી એનો ભાવાત્મક અને ચરિત્રાત્મક વિકાસ થાય છે. આ બાબત પુસ્તક, પાઠ્યક્રમ કે પરીક્ષા સાથે જોડાયેલી નથી. એ ઊર્ધ્વગામી વિકાસ છે.

વિકાસનાં આવાં બે પરિમાણો - સમતલ વિકાસ અને ઊર્ધ્વગામી વિકાસ મનુષ્યને જીવવા માટે પર્યાપ્ત જીવનશક્તિ પ્રદાન કરે છે. આવી રીતે વિકાસ પામેલો મનુષ્ય વિકાસની સપ્તપદીના ઊર્ધ્વમાર્ગનો પથિક બની શકે છે. વિકાસની સપ્તપદી એટલે - વ્યક્તિ, પરિવાર, સમાજ, રાષ્ટ્ર, વિશ્વ, સૃષ્ટિ અને પરમેષ્ટિ.

મિશન અભિમન્યુ

શ્રી ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ

SUV International School.

## इस किसान आंदोलन में किसान नही हैं




## -: અવસાન નોંધ :-

તા. ૭/૧૨/૨૦૨૦ સોમવાર

**સ્વ. મનજીભાઈ અરજણભાઈ ચૌહાણ,**
ઉંમર : ૯૪ વર્ષ
કચ્છ માં ગામ: ખોભડી,
હાલેઃ નરોડા, અમદાવાદ.

**સ્વ. દમયતીબેન ડાહ્યાભાઈ દિવાણી,**
કચ્છ માં : મોટી વીરાણી,
હાલે : બદામ ફાર્મ (દહેગામ)

**સ્વ. કસ્તુરબેન ગોપાલભાઈ માકાણી,**
ઉંમર : ૬૫ વર્ષ,
હાલે : ધનપુરકપા (તલોદ)

